

# શુદ્ધ તાર લખવાની કળા.

નિષ્ફળતાનો ટુંકે નવો એલાજ.

માત્ર એક મહીનાના અભ્યાસથી.

---

બનાવનાર—

ફીરોજશાહ એદલજી પટેલ.

---

સુરત અખબાર પ્રેસ, સુરત.

---

સને ૧૯૧૦.

---

કીમત આના આઠ.



# શુદ્ધ તાર લખવાની કળા.

## નિષ્ફળતાનો ટુંક નવો એલાજ.

## માત્ર એક મહીનાના અભ્યાસથી.

---

બનાવનાર—

**ફીરોજશાહ એદલજી પટેલ.**

---



---

સુરત અખબાર પ્રેસ, સુરત.

સને ૧૯૧૦.

કીંમત આના આઠ.

# શુદ્ધ તાર લખવાની કળા.

## પ્રસ્તાવના.

સંસારમાં દહાડે દહાડે ધંધામાં હરીફાઇ વધતી જાય છે. વહેલો દોડે તે જીતે છે તથા કમાય છે. પાછળ પડે છે તે અટવાય છે. કાગળ લખી કામ કરવા કરતાં તારથી રળવું લાભકારી થઇ પડે છે. એક કાગળને ભાવે, તેટલા માટે સરકારે, તાર મોકલતા કરયા છે. તેથી તારનો વ્યવહાર અતિશય વધી પડયો છે.

તેથી તાર લખી જાણવાની અગત્ય છે. તાર લખી નહિં જાણનારા આ જમાનાથી છેક પાછળ ગણાય છે. તાર લખનારા વધે છે, પણ હજી શુધ્ધ તાર લખી જાણનારાની મોટી ખોટ છે, દરેક દેશી વેપારીને તાર લખવો પડે છે. આજે નોકરી ધંધા માટે લોકો દુર જુદા જુદા ભાગોમાં વેરાઇ ગયા છે તેમને સારે માઠે અથવા ધંધા રોજગાર માટે તેનો ખપ વધ્યો છે.

પણ કોઇ નિશાળ એવી નથી કે એકલું તારનુંજ કામ શીખવે. વેપારીઓ તાર લખાવવાની ઉલટમાં પોતાના બેટાઓને અંગ્રેજી નિશાળે મોકલે છે. તેઓને ત્યાં બધાજ વિષયો શીખવાની ફરજ પડતી હોવાથી તાર લખવાનું એકલું કામ નિશાળોમાં શીખી શકાતું નથી. તેને નિશાળમાં બધા વિષયો શીખતાં ઓછામાં ઓછાં સાત વરસ જાય છે અને ભારે ખરચ થાય છે. તે છતાં પણ ઘણાએક નિષ્ફળ થાય છે, અને શુધ્ધ લખતાં નહિં આવડેથી, તે વેપારીઓને છેવટ શુદ્ધ લખી જાણનારા પારકાઓની ગરજ પડે છે.

અંગ્રેજી પાકું શીખેલાઓને શોધવા પડે છે તેથી ( ૧ ) ખરચ વધે છે, ( ૨ ) શોધતાં વખત જાય છે. ( ૩ ) પોતાના ધંધાના ભાવ તાલ,

ભેદ ભરમ, વગેરે પારકે કાને જાય તેથી કોઇવાર નુકશાન થાય છે. શુદ્ધ લખનાર નહિ જડે તો શીખાઉ સાથે કામ લેવું પડે છે તેથી તેમને હાથે વધારે બગાડ થાય છે. ( ૧ ) ખરચ વધે છે, ( ૨ ) શોધતાં વખત જાય છે, ( ૩ ) પોતાના ધંધાનો ભેદ તથા ભાવ તાલ પારકો જાણે તેથી વખતે નુકશાન થાય, તે ઉપરાંત કાચા લખનારા એક શબ્દને બદલે બે ત્રણ વાપરે તો તે ખરચ વધે છે. તે સઘળું જાણે સમજયા. પણ શીખાઉને હાથે વખતે ઓડનું ચોડ થાય છે. પારકા પાકા માણસથી કામ લેતાં ઓશીઆળા રહેવું પડે છે અને તેમ નહિ હોય તો પણ પેટની વાત પારકો જાણે છે. અંગ્રેજી ભાષા પારકી હોવાથી આ દેશના દેશીઓને તે શીખતાં ભારે પડે છે. હાલના કામના પ્રમાણમાં શુદ્ધ લખનારા ઘેરેઘેર હોતા નથી. પારકે હાથ વાત જવાથી સંસાર વ્યવહારમાં પણ લખાવનારના ભેદનો પડદો પારકે હાથ જાય છે. કાકીને માટે ‘ આન્ટ ’ લખે છે, તો તેમાંથી મામી, માસી, કે ફુઇ, અથવા મામીજી, માસીજી કે ફુઇજી પણ સમજાય. તેથી કાકીની ફુઇ, અને મામીની માસી એવા અરથ થઇ જાય છે. તેટલા માટે પાછું તેણીનું નામ વધારવું પડે છે. નણંદનો એક બોલ હોતો નથી, તેથી ચાર શબ્દ વાપરે ત્યારે નણંદ સમજાય છે. સાળાને ઠેકાણે બનેવી, અને બનેવીનો સાળો સમજાય છે. વેપારી જણસોના નામમાં હરડાબેડાંને ઠેકાણે હરડે, તો સંચળને ઠેકાણે સંચોરો મોકલી દે છે. તેથી વળી ચોખ્ખું સમજાવવા અંગ્રેજી શબ્દ સાથે ‘ સંચળ ’ અથવા ‘ સંચોરો ’ એવો દેશી શબ્દ તો વધારવોજ પડે છે. તેથી વેપારી યા હરેક માણસ કે સ્ત્રી પોતે પોતાનો તાર લખી જાણે તેમાં મોટો લાભ છે. વેપારની કુનેહ કુંચીના શુદ્ધ તાર વેપારી પોતે અથવા તેમના બેટાઓ જેવા લખે તેવા શુદ્ધ લખનારથી પણ વખતે લખાય નહિ, તો પછી કાચા લખનારથી તો કયાંથીજ લખાય. તેથી પાકા લખનારાની તંગીથી અગવડ પડે છે, શુદ્ધ લખનારને શોધતાં વખત જાય છે અને “ તાર ” એ નામ સમજી હજી કેટલેક દરજજે કેટલેક ઠેકણે વાંચતાં લગી ઘરનાં માણસો ધ્રુજે છે, તેથી તે તરત વાંચવાની જરૂરપ છે.

એ પ્રમાણે તાર લખવાની, હાલની કેળવણીની સ્થિતિએ હજી મોટી અગવડ છે. તે જેમ દરેક વેપારી સમજે છે તેમ નામદાર સરકાર પોતે પણ સમજે છે. તેથી સરકારે હિંદની દેશી ભાષામાં પણ અંગ્રેજી લિપિમાં તાર લખવાની ટેલીગ્રાફ ગાઇડની ક. ૧૭ માં છુટ આપી છે. વળી દેશીઓમાં અંગ્રેજીનો પુરતો ફેલાવો ન હોવાથી જે મુસ્કેલી પડેછે તેની ખાત્રી થયાથી ટેલીગ્રાફ ગાઇડની ક૦ ૪ માં જણાવ્યું છે કે, મુંબઇ અને રંગુન સિવાય બીજે ઠેકાણે તરજુમા કરવામાં દરેક બનતી મદદ આપવામાં આવશે. આ પરથી જણાય છે કે અંગ્રેજી ભાષામાં લખવાની દેશીઓના મોટા ભાગને મુશ્કેલી છે. તેથી દેશી ભાષાના તારથી સહેલું અને સસ્તું થઇ પડે એમ છે. તે લખવામાં ભારે મહેનત કે ઝાઝી બુદ્ધિનો ખપ નથી. તે લખવામાં અંગ્રેજી ભાષાના માત્ર અક્ષરોનું અને શબ્દનું જ્ઞાન જોઇએ છે. તેટલું જ્ઞાન અંગ્રેજી નિશાળે બેસી નિષ્ફળ થઇ પાછા ફરેલા લગભગ દરેક વિદ્યારથીમાં હોય છે, પણ તેઓનું લક્ષ નિયમિત રીતે શબ્દ કેમ લખવા તે પર નીશાળમાં વખત કાઢયો ત્યારે નહિ રહેલું હોવાથી તેમાંના ઘણાખરાથી દેશી ભાષામાં અને અંગ્રેજી લિપિમાં તાર શુદ્ધ રીતે લખી શકાતા નથી.

સહેલાઇથી તાર લખવાને માત્ર અંગ્રેજી ભાષાના મુળાક્ષર, સ્વર વ્યંજન અને જોડણીનું જ્ઞાન હોવું જોઇએ. જોડણી શુદ્ધ હોવી જોઇએ અને અંગ્રેજી અક્ષરો નજરમાં પાકી રીતે ઠસેલા હોવા જોઇએ. એટલું જ બસ છે. એટલુંજ જ્ઞાન જેનામાં હોય, તે દેશી પોતાના તાર પોતે મનને જાણ્યું લખી શકે. એટલું પણ જ્ઞાન જેનામાં ન હોય, તેવા તદન અજ્ઞાન પુરૂષ કે સ્ત્રીને પણ તે જ્ઞાનનો અભ્યાસ કરતાં કેટલુંક જ્ઞાન આવે. નિયમસર અભ્યાસ કરે તો કોઇ પણ વેપારી યા ખાનગી મરદ, છોકરો યા છોકરી, એક માસમાં શુદ્ધ તાર લખવાનું કામ પોતાની મેળે શીખી શકે.

જેઓની શકિત ભારે ખરચ કરી સાત વરસ નિશાળમાં કાઢવાની ન હોય, તેવા માટે પણ આ ગાઇડ ઉપયોગી છે. પૈસાદારનાં બાળકો યા મુફત ભણનારા પણ એક પાસ થાય છે તો ત્રણ નિષ્ફળ થાય છે. એ

નિષ્ફળ થયલામાંથી પણ કેટલાક અંગ્રેજી ભાષામાં તાર લખવામાં નિષ્ફળ નીવડે છે. હાલની ઉંચી કેળવણી પૈસાદારોને માટે યા તદન મુફ્ત ભણવાનું મળે તેને માટે છે. વેપારીઓને તાર લખતાં વાંચતાં તૈયાર કરી ટુંક મુદતમાં ધંધે લગાડનારી હાલની કેળવણી નથી. વળી હાલમાં જ યારે દેશની વસ્તીમાં શુદ્ધ તાર લખી જાણનારાની તંગી છે તેટલાં આ માં બતાવેલી રીતથી ઘેર બેઠાં ઘણાઓ તાર લખી શકે અને એ મ કરતાં કરતાં, અંગ્રેજી ભાષાની નજદીકમાં વધુને વધુ પગલું ભરાતુ જાય. અંગ્રેજી લિપિમાં લખનારાઓની સંખ્યા વધે એમાં દેશને બીજો પણ આડકત્રો લાભ થવાનો સંભવ છે.

ત્યારે જયાં સુધી આ દેશમાં અંગ્રેજી કેળવણી બચગીમાં છે અને સેંકડે થોડાજ અંગ્રેજી ભાષામાં શુદ્ધ તાર લખી જાણનારા છે, ત્યાં સુધી તાર મોકલનારા લોકોને મોટી અગવડ છે. તે અગવડથી ધંધા રોજગા રમાં ખલલ છે તે ખલલ અડધે રસ્તે મટાડવાનો એલાજ નામદાર સર કારે જે કાઢયો છે તેજ છે, તે સીવાય બીજો નથી. ઉપર કહયા મુજબ તેમણે ગુજરાતી ભાષામાં પણ અંગ્રેજી લીપી યાને અંગ્રેજી અક્ષરમાં લખવાની છુટ રાખી છે, તે પ્રમાણે જે દેશીઓ શુદ્ધ રીતે અંગ્રેજી ભાષા માં લખી શકે નહીં તેઓ દેશી ભાષામાં પણ અંગ્રેજી લીપી યા અક્ષરો માં લખે તો અગવડ મોટે દરજજે ઘટે.

આવી રીતે જેમ તાર લખનારાની સંખ્યા વધશે તેમ તેવા તાર વાંચનારા પણ ઘણા મળી આવશે, કેમકે એવી રીતે લખતાં વાંચતાં તત્કાળ સહેલાઇથી શીખી શકશે. અને જો થોડા દેશીઓ પણ આ ગાઇ ડમાં બતાવેલી રીતથી તાર લખી વાંચી જાણનારા વધશે અને દેશના વેપાર ઉદયોગ હુન્નર નોકરી વગેરેમાં મદદકરતા થઇ પડશે, તો આ ગાઇડ બહાર પાડવાનો હેતુ સફળ થયલો સમજવામાં આવશે.

# શુદ્ધ તાર લખવાની કળા.

ગુજરાતી ભાષામાં તાર લખે તો તે ચાલે છે, પણ અંગ્રેજી લીપી યાને અંગ્રેજી અક્ષરમાં લખવા જોઇએ. તેવા તાર જેઓએ લખવા શીખવું હોય તેવાના અભ્યાસ માટે આ ભોમીઓ છે. આ નીચે જણાવેલા નીયમ પ્રમાણે શીખેલાથી તાર લખી શકાશે.

## ૧. અંગ્રેજી મુળાક્ષર.

એ, બી, સી, દી, ઇ, એફ, જી, એઇચ, આઇ, જે, કે, એલ, એમ એન, ઓ, પી, કયુ, આર, એસ, ટી, યુ, ઉવી, દબ્લ્યુ, એક્ષ, વાઇ, ઝેડ. એટલા અક્ષરો મોઢે કરવાની જરૂર છે.

## ૨. અંગ્રેજી મુળાક્ષર ગુજરાતી સાથે.

| ગુજરાતી ઉચ્ચાર. | | અંગ્રેજી મુળાક્ષર નાના. | | અંગ્રેજી મુળાક્ષર મોટા. |
|---|---|---|---|---|
| એ | = | a | = | A |
| બી | = | b | = | B |
| સી | = | c | = | C |
| દી | = | d | = | D |
| ઈ | = | e | = | E |
| એફ | = | f | = | F |

| ગુજરાતી ઉચ્ચાર. | | અંગ્રેજી મુળાક્ષર નાના. | | અંગ્રેજી મુળાક્ષર મોટા. |
|---|---|---|---|---|
| જી | = | g | = | G |
| એઇચ | = | h | = | H |
| આઈ | = | i | = | I |
| જે | = | j | = | J |
| કે | = | k | = | K |
| એલ | = | l | = | L |
| એમ | = | m | = | M |
| એન | = | n | = | N |
| ઓ | = | o | = | O |
| પી | = | p | = | P |
| ક્યુ | = | q | = | Q |
| આર | = | r | = | R |
| એસ | = | s | = | S |
| ટી | = | t | = | T |
| યુ | = | u | = | U |
| વી | = | v | = | V |
| ડબ્લ્યુ | = | w | = | W |
| એક્ષ | = | x | = | X |
| વાઈ | = | y | = | Y |
| ઝેડ | = | z | = | Z |

આ અક્ષરો સારી રીતે ઓળખી રાખવાની જરૂર છે.

## ૩. અંગ્રેજી સ્વરો.

અંગ્રેજી ભાષામાં સ્વર કયા કયા છે તે નીચે આપ્યા છે તે મોઢે કરવાની જરૂર છેઃ—

a, e, i, o, u, y એટલા સ્વર છે.

## ૪. અંગ્રેજી વ્યનજનો.

બાકી બધા, જેવાકે, b, c, d, f, g, h, j, k, l, m, n, p, q, r, s, t, v, w, x, z એ વ્યનજન છે.

ગુજરાતી સ્વરો જે અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં આં છે, તેવા અંગ્રેજીના a, e, i, o, u, y છે, અને ગુજરાતીમાં ક, ખ, ગ, ઘ, વગેરે છે, તેવા અંગ્રેજી ઉપર આપેલા b, c, d, f, વગેરે વ્યનજન છે.

એ સ્વર અને વ્યનજન લક્ષમાં રાખ્યા પછી ગુજરાતી કયા વ્યનજન માટે અંગ્રેજી કયો વ્યનજન વપરાય છે, તે નીચે સામ સામી આપ્યું છે. નીચે વ્યનજનના આખા અક્ષર આપ્યા છે. એ જોડાક્ષર સમજવા નહીં:—

| ગુજરાતી. | અંગ્રેજી. |
|---|---|
| ક | ka |
| ખ | kha |
| ગ | ga |
| ઘ | gha |
| ચ | cha |
| છ | chha |
| ૧જ | ja |
| ઝ | jha |
| ઝ | za |
| ટ | ta |
| ઠ | tha |
| ડ | da |
| ઢ | dha |
| ણ | na |
| ત | ta |
| થ | tha |
| દ | da |

| | |
|---|---|
| ધ | dha |
| ન | na |
| પ | pa |
| ફ | pha અથવા fa |
| બ | ba |
| ભ | bha |
| મ | ma |
| ય | ya |
| ર | ra |
| લ | la |
| વ | va |
| શ | sha |
| ષ | sha |
| સ | sa |
| હ | ha |
| ળ | la |
| ક્ષ | ksha |
| જ્ઞ | dnya |

એ અક્ષરોમાં છેડે a હોવાથી દરેક આખો સમજવો. એ દરેક અક્ષર મોઢે કરવો.

## ૫. આખા તથા જોડા અક્ષરો કેમ લખવા.

ઉપર જોતાં માલમ પડશે કે ક ને માટે ka, ખ ને માટે kha, ગ ને માટે ga એ પ્રમાણે છેડે a આવે છે. એ છેડેનો a ન લખતાં ક ને માટે માત્ર k, ખ ને માટે kh, અને ગ ને માટે g એમ લખે તો તે પણ ચાલે, પણ શુદ્ધ રીતે લેતાં k અને a હોય ત્યારેજ આખો ક થાય; એકલો k હોય તો જોડા અક્ષરનો યાને અડધો ક્ થાય, kh અને a હોય ત્યારેજ આખો ખ થાય,

એકલો kh હોય તો ખ્ આવો અડધો જોડાક્ષરનો ખ્ થાય, g અને a હોય ત્યારેજ આખો ગ થાય, એકલો g હોય તો ગ્ આવો અડધો જોડાક્ષરનો ગ્ થાય, એ પ્રમાણે દરેક વ્યનજનનું સમજવું.

## ૬. જોડાક્ષરના વ્યનજન.

| ગુજરાતી. | અંગ્રેજી. |
|---|---|
| ક્ | k |
| ખ્ | kh |
| ગ્ | g |
| ઘ્ | gh |
| ચ્ | ch |
| છ્ | chh |
| જ્ | j |
| ઝ્ | jh |
| ઝ્ | z |
| ટ્ | t |
| ઠ્ | th |
| ડ્ | d |
| ઢ્ | dh |
| ણ્ | n |
| ત્ | t |
| થ્ | th |
| દ્ | d |
| ધ્ | dh |
| ન્ | n |
| પ્ | p |
| ફ્ | ph અથવા f |
| બ્ | b |

| | |
|---|---|
| ભ્ | bh |
| મ્ | m |
| ય્ | y |
| ર | r |
| લ્ | l |
| વ્ | v |
| શ્ | sh |
| ષ્ | sh |
| સ્ | s |
| હ | h |
| ળ | l |
| ક્ષ્ | ksh |
| જ્ઞ્ | dnya |

એમાં કેટલાક સહેલા અને કેટલાક લગાર ગુચવે એવા છે. કેમકે ઉપલા અક્ષરોમાં ક, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, દ, ફ, ર અને હ એટલા આખાને આખા રહે છે અને તેના તેજ જોડાક્ષર તરીકે પણ વપરાય છે.

## ૭. ગુચવણ ભરેલા વ્યનજનો.

એ વ્યનજનોમાં જે લગાર ગુચવણ ભરેલા છે તે નીચે ફરીથી જુદા બતાવ્યા છે. કેમકે બાકીના બધા સરળ છેઃ—

| ગુજરાતી. | અંગ્રેજી. |
|---|---|
| ખ | kha |
| ગ | ga |
| ઘ | gha |
| ચ | cha |
| છ | chha |
| ઝ | jha |

| | |
|---|---|
| ઠ | tha |
| ઢ | dha |
| થ | tha |
| ધ | dha |
| ફ | pha અથવા fa |
| ભ | bha |
| શ | sha |
| ષ | sha |
| ળ | la |
| ક્ષ | ksha |
| જ્ઞ | dnya |

## ૮. ગુજરાતી તથા અંગ્રેજી સ્વરો.

એ પ્રમાણેનું નજરમાં રાખ્યા પછી નવું જે નજરમાં રાખવાનું છે તે એ કે દરેક ગુજરાતી સ્વર માટે કયો અંગ્રેજી સ્વર વપરાય છેઃ—

| ગુજરાતી. | સ્વર. | અંગ્રેજી |
|---|---|---|
| અ | . | a |
| આ | ા | á |
| ઇ | િ | i |
| ઈ | ી | ee |
| ઉ | ુ | u |
| ઊ | ૂ | oo |
| એ | ે | e |
| ઐ | ૈ | ai |
| ઓ | ો | o |
| ઔ | ૌ | au |
| અં | ં | an અથવા am |
| આં | : | áh |

## ૯. સાદા શબ્દોની જોડણી.

આટલું થયા પછી સાદા શબ્દોનો મહાવરો પાડવાની જરૂર છેઃ—

સાદા શબ્દો—અ=a ના ઉચ્ચાર.

| | |
|---|---|
| કર | kara |
| ખર | khara |
| ગર | gara |
| ઘર | ghara |

ઇત્યાદી.

એમાં સઉથી છેડે એ આપ્યો છે તે લખો યા ન લખો તોએ ચાલે.

જેમકે,

| | | | |
|---|---|---|---|
| કર | kara | અથવા | kar |
| ખર | khara | ,, | khar |
| ગર | gara | ,, | gar |
| ઘર | ghara | ,, | ghar |
| હમ | hama | ,, | ham |

એ બંધે રીત ચાલે. કન=kana પણ કન્યા=kanyá એમ લખવું હોય ત્યારે જોડાક્ષરને લીધે n અને y ની વચ્ચેથી a ઉડી જાય છે. તેજ પ્રમાણે લખ=lakha, લખ્યા=lakhyá હીઆં જોડાક્ષરને લીધે kh અને y ની વચ્ચેથી a ઉડી જાય છે. મતલબ કે ક, ખ, ગ, વગેરે દરેક અક્ષર છેડે હોય ત્યાં ka, kha, ga, વગેરે લખવામાં આવે તો ચાલે અને છેડે a ન લખો તોયે ચાલે પણ વચમાં હોય ત્યાં ક આખો હોય તો ka, ખ આખો હોય ત્યાં kha, ગ આખો હોય ત્યાં ga લખવું, અને વચમાં ક્ જોડાક્ષર હોય ત્યાં k, ખ્ જોડાક્ષર હોય ત્યાં kh, ગ્ જોડાક્ષર હોય ત્યાં g એટલુંજ લખવું. એના વચમાં આવતા જોડાક્ષરના વ્યનજનની સાથે a લખવો નહીં.

## ૧૦. a ના ઉચ્ચાર.

| | |
|---|---|
| કમ = | kam. |
| ખર = | khar. |
| ગર = | gar. |
| તર = | tar. |
| હમ = | ham. |

### અ કયારે અને આ કયારે થાય તે બાબત સમજુત.

હવે a નો ઉચ્ચાર અ અને આ અથવા ા એ બંધે થાય છે, પરંતુ આ અથવા ા શુદ્ધ લખવો હોય છે ત્યારે a સાદા ને બદલે આવો á એકસંટવાળો લખાય છે. a નો ઉચ્ચાર અ અને á નો ઉચ્ચાર આ અથવા ા (કાનો) થાય છે એમ સમજવું. પણ તાર મુકવાના કામમાં a એપર તાર ખાતામાં એકસંટ મુકતા નથી. એકસંટ મુકયા વના a નો ઉચ્ચાર આ કરી લેવામાં આવે છે. માટે kam નો ઉચ્ચાર કમ થાય તેમજ kam નો ઉચ્ચાર કામ પણ સમજી લેવામાં આવે છે. પણ જો કોઇએ ´ એકસંટ બતાવવાને ખાશ એક અક્ષર વધુ ગણાવ્યો હોય તો ká એવી રીતે a પર એકસંટ મુકી મોકલે છે. બાકી a નો ઉચ્ચાર અ અથવા આ કરવો એ એક સાધારણ વહીવટજ છે.

છેડેના વ્યનજન સાથે સાધારણ રીતે પણ બનતાં સુધી a ઉમેરવાનો વહીવટ નથી. પણ જયારે ા કાનો અથવા આ એવું બતાવવું હોય ત્યારેજ છેડે a લખવો જેમકે કિલ્લા=killá અથવા killa.

તેમજ ક્ક, લ્લ, વગેરે બેવડા વ્યનજન હોય ત્યાં kk, ll, એમ અગ્રેજી બેવડા વ્યનજન મુકાય છે. ક ને માટે અંગ્રેજી k લખાય છે તેમ c પણ લખાય છે—જેમકે કલકત્તા = calcutta, કોણ = kon, અથવા con.

## ૧૧. સાદા શબ્દો—આ અથવા ા = á.

| | |
|---|---|
| કામ = | kám અથવા kam બંધે ચાલે. |
| ખાર = | khár અથવા khar ,, |
| ગાર = | gár અથવા gar ,, |
| તાર = | tár અથવા tar ,, |
| હામ = | hám અથવા ham ,, |

ઉપર અ અને આ એ બે સ્વરોની જોડણી થઇ.

## ૧૨. સાદા શબ્દો—ઇ અથવા િ=i.

| | |
|---|---|
| ગિર | gir. |
| જિવ | jiv. |
| દિન | din. |

સાદા શબ્દો —ઈ અથવા દીર્ઘ ી = ee.

| | |
|---|---|
| કીક | keek |
| છીક | cheek |
| ઠીક | ´theek. |
| તીથી | teethee |

## ૧૩. સાદા શબ્દો—ઉ અથવા રહસ્વ ુ = u.

| | |
|---|---|
| કુખ | kukh. |
| ખુદ | khud. |
| ગુમ | gum. |

| | |
|---|---|
| તુમ | tum. |

સાદા શબ્દો—ઊ અથવા દીર્ઘ ૂ = oo.

| | |
|---|---|
| નૂર | noor. |
| દૂર | door. |
| પૂર | poor. |
| શૂર | shoor. |

## ૧૪. સાદા શબ્દો—એ અથવા ે = e.

| | |
|---|---|
| એક | ek. |
| છેક | chhek. |
| ભેજ | bhej. |
| રેલ | rel. |

સાદા શબ્દો ઐ અથવા ૈ = ai.

| | |
|---|---|
| પૈ | pai. |
| પૈસો | paiso. |
| ભૈયો | bhaiyo. |
| ઐરય | airya |

## ૧૫. સાદા શબ્દો—ઓ અથવા ો = o.

| | |
|---|---|
| ચોખા | chokha. |
| તોલા | tola. |
| ખરીદો | khareedo. |
| રોકડા | rokda. |

સાદા શબ્દો—ઐા અથવા ૈા = au.

| | |
|---|---|
| સૌ | sau. |
| ઐાષધ | aushadha. |
| પૌત્ર | pautra. |
| ગૌ-ગઉ | gau. |

## ૧૬. સાદા શબ્દો—અં અથવા ં અનુશ્વર = an.

| | |
|---|---|
| શંકર | shankar. ( ક કણ્ઠસ્થાની છે માટે ઙ = n) |
| ખંત | khant. ( ત દંત સ્થાની છે માટે ન = n ) |
| કુંભ | kumbh. (ભ ઓષ્ઠસ્થાની છે માટે મ=m) |

સાદા શબ્દો—આં અથવા ાં = an.

| | |
|---|---|
| ખાંડી | khandee. |
| પાંચ | panch. |
| માંડું | mandun. |
| આંબો | ambo. |

ઉપલા n ગમે સાદા લખો અથવા એકસંટવાલા ṅ લખો તે ચાલે છે.

કંઠ, તાલુ, મુરધન્ય અને દંત સ્થાનના અક્ષરોની પહેલાં અનુશ્વરને બદલે n અને ઓષ્ઠ સ્થાનના અક્ષરની પહેલાં m અનુસ્વરને બદલે લખવાનો નિયમ છે પરંતુ અનુશ્વર માટે n સાધારણ રીતે ચાલે છે.

## ૧૭. આંકડા.

| | | | |
|---|---|---|---|
| એક | ek | ૧ | 1 |
| બે | be | ૨ | 2 |
| ત્રણ | tran | ૩ | 3 |

| | | | |
|---|---|---|---|
| ચાર | char | ૪ | 4 |
| પાંચ | panch | ૫ | 5 |
| છ | chha | ૬ | 6 |
| સાત | sat | ૭ | 7 |
| આઠ | ath | ૮ | 8 |
| નવ | nav | ૯ | 9 |
| દસ | das | ૧૦ | 10 |
| અગિયાર | agiar | ૧૧ | 11 |
| બાર | bar | ૧૨ | 12 |
| તેર | ter | ૧૩ | 13 |
| ચૌદ | chaud | ૧૪ | 14 |
| પદર | pandar | ૧૫ | 15 |
| સોલ | sol | ૧૬ | 16 |
| સત્તર | sattar | ૧૭ | 17 |
| અરાઢ | aradh | ૧૮ | 18 |
| ઓાગણીશ | oganish | ૧૯ | 19 |
| વીસ | vees | ૨૦ | 20 |
| ત્રીસ | trees | ૩૦ | 30 |
| ચાલીસ | chalees | ૪૦ | 40 |
| પચાસ | pachas | ૫૦ | 50 |
| સાઠ | sath | ૬૦ | 60 |
| સી-તેર | sitter | ૭૦ | 70 |
| એંસી | ensi | ૮૦ | 80 |
| નેવું | nevu | ૯૦ | 90 |
| સો | so | ૧૦૦ | 100 |
| હજાર | hajar | ૧૦૦૦ | 1000 |
| લાખ | lakh અથવા lac | | |
| ક્રોર | cror અથવા kror | | |
| ક્રોડ | crod અથવા krod | | |

આંકડા લખવા કરતાં અક્ષર લખવા એવું ફરમાન છે જેમકે 1000 ને બદલે hajar એવો એક શબ્દ લખવો એ વધારે સારૂં છે.

## ૧૮. અંગ્રેજી કક્કાના પદ.

ગુજરાતી કક્કાના પદ જેણે મોઢે કરેલા હોય છે તે લખી વાંચી શકે છે તેમ અંગ્રેજી પદ મોઢે કરયાથી હરેક શબ્દ લખી વાંચી શકાશે અને તેથી શરનામાં તથા તાર લખવા વાંચવાનું બનશે. નીચલા થોડા મોઢે કરેથી બાકી બધા આવડશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ka | = | ક | kha | = | ખ |
| ká | = | કા | khá | = | ખા |
| ki | = | કિ | khi | = | ખિ |
| kee | = | કી | khee | = | ખી |
| ku | = | કુ | khu | = | ખુ |
| koo | = | કૂ | khoo | = | ખૂ |
| ke | = | કે | khe | = | ખે |
| kai | = | કૈ | khai | = | ખૈ |
| ko | = | કો | kho | = | ખો |
| kau | = | કૌ | khau | = | ખૌ |
| kan | = | કં | khan | = | ખં |
| kah | = | કઃ | khah | = | ખઃ |
| ga | = | ગ | gha | = | ઘ |
| gá | = | ગા | ghá | = | ઘા |
| gi | = | ગિ | ghi | = | ઘિ |
| gee | = | ગી | ghee | = | ઘી |
| gu | = | ગુ | ghu | = | ઘુ |
| goo | = | ગૂ | ghoo | = | ઘૂ |
| ge | = | ગે | ghe | = | ઘે |

| | | | | | |
|---|---|---|---|---|---|
| gai | = | ગૈ | ghai | = | ઘૈ |
| go | = | ગો | gho | = | ઘો |
| gau | = | ગૌ | ghau | = | ઘૌ |
| gan | = | ગં | ghan | = | ઘં |
| gah | = | ગઃ | ghah | = | ઘઃ |
| cha | = | ચ | chha | = | છ |
| chá | = | ચા | chhá | = | છા |
| chi | = | ચિ | chhi | = | છિ |
| chee | = | ચી | chhee | = | છી |
| chu | = | ચુ | chhu | = | છુ |
| choo | = | ચૂ | chhoo | = | છૂ |
| che | = | ચે | chhe | = | છે |
| chai | = | ચૈ | chhai | = | છૈ |
| cho | = | ચો | chho | = | છો |
| chau | = | ચૌ | chhau | = | છૌ |
| chan | = | ચં | chhan | = | છં |
| chah | = | ચઃ | chhah | = | છઃ |
| ta | = | ટ–ત | na | = | ન |
| tá | = | ટા–તા | ná | = | ના |
| ti | = | ટિ–તિ | ni | = | નિ |
| tee | = | ટી–તી | nee | = | ની |
| tu | = | ટુ–તુ | nu | = | નુ |
| too | = | ટૂ–તૂ | noo | = | નૂ |
| te | = | ટે–તે | ne | = | ને |
| tai | = | ટૈ–તૈ | nai | = | નૈ |
| to | = | ટો–તો | no | = | નો |
| tau | = | ટૌ–તૌ | nau | = | નૌ |
| tan | = | ટં–તં | nan | = | નં |
| tah | = | ટઃ–તઃ | nah | = | નઃ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| pa | = | પ | ma | = | મ |
| pá | = | પા | má | = | મા |
| pi | = | પિ | mi | = | મિ |
| pee | = | પી | mee | = | મી |
| pu | = | પુ | mu | = | મુ |
| poo | = | પૂ | moo | = | મૂ |
| pe | = | પે | me | = | મે |
| pai | = | પૈ | mai | = | મૈ |
| po | = | પો | mo | = | મો |
| pau | = | પૌ | mau | = | મૌ |
| pan | = | પં | man | = | મં |
| pah | = | પઃ | mah | = | મઃ |

એજ પ્રમાણે બીજા અક્ષરોના પદ છે.

## ૧૯. વેપારને લગતા થોડાક શબ્દો.

| | | |
|---|---|---|
| તોલા | — | tola |
| શેર | — | ser |
| મણ | — | man |
| માણી | — | manee |
| કળશી | — | kalshee |
| ખાંડી | — | khandee |
| ભાર | — | bhar |
| બેડીયું | — | bediyun |
| દજન | — | dajan |
| કુંડી | — | kundee |
| સેંકડો | — | senkdo |
| અફીણ | — | afeen |

| | | |
|---|---|---|
| રૂ | — | ru |
| કપાસ | — | kapas |
| ચોખા | — | chokha |
| દાળ | — | dal |
| ભાત | — | bhat |
| જાર | — | jar |
| નાગલી | — | nagli |
| ચણા | — | chana |
| તુવેર | — | tuver |
| તલ | — | tal |
| ઘી | — | ghee |
| તેલ | — | tel |
| દીવેલ | — | deevel |
| કોલસો | — | kolso |
| | | |
| રૂપીઆ | — | rupeea |
| આના | — | anna |
| પાઇ | — | pai |
| | | |
| પુર | — | pur |
| પુરા | — | pura |
| આબાદ | — | abad |
| ગંજ | — | ganj |
| ગઢ | — | gadh |
| નગર | — | nagar |
| કિલ્લા | — | killa |
| | | |
| જી | — | jee |
| શાહ | — | shah |
| જંગ | — | jang |

| | | |
|---|---|---|
| બક્ષ | — | baksh |
| અસ્પ | — | asp |
| સેન | — | sen |
| સિંગ | — | sing |
| સિંહ | — | sinh |
| પ્રસાદ | — | prasad |
| દાસ | — | das |
| રામ | — | ram |
| શંકર | — | shankar |
| ચંદ | — | chand |
| લાલ | — | lal |

| | | |
|---|---|---|
| તાર | — | tar |
| કાલે | — | kale |
| આજે | — | aje |
| આવતી | — | avti |
| ગઇ | — | gai |
| ખરીદી | — | kharidi |
| વેચાણ | — | vechan |
| તાકીદે | — | takeede |
| ગયા | — | gaya |
| થા | — | tha |

| | | |
|---|---|---|
| પિત્રુ | — | pitru |
| દાદા | — | dada |
| મા | — | ma |
| બાપ | — | bap |
| કાકો | — | kako |
| કાકી | — | kaki |
| મામો | — | mamo |

| | | |
|---|---|---|
| મામી | — | mami |
| ફુવો | — | fuvo |
| ફુઈ | — | fui |
| માસો | — | maso |
| માસી | — | masi |
| છોકરી | — | chhokri |
| દીકરી | — | dikri |
| કન્યા | — | kania |
| છોકરો | — | chhokro |
| દીકરો | — | dikro |
| પુત્ર | — | putra |
| બેટો | — | beto |
| દત્તક | — | dattak |
| સાસરૂં | — | sasrun |
| વહેવાઇ | — | vehvai |
| સસરો | — | sasaro |
| સાસુ | — | sasu |
| વહુ | — | vahu |
| ધણી | — | dhani |
| જમાઇ | — | jamai |
| ભાણેજ | — | bhanej |
| ભત્રીજો | — | bhatrijo |
| ભાભી | — | bhabhi |
| સાળો | — | salo |
| સાળી | — | sali |
| બનેવી | — | banevi |
| જેઠ | — | jeth |
| દેર | — | der |
| નણંદ | — | nanand |
| નણંદવહી | — | nanandvahi |

| | | |
|---|---|---|
| સાહડુ | — | sahdu |
| પીત્રાઈ | — | pitrai |
| મસીઆઈ | — | masiai |
| ફુયાઈ | — | fuyai |

ઉપલા સગાઇના શબ્દો ગુજરાતી ભાષામાં દરેક છે. તેથી તારમાં તે એટજ શબ્દ ગણાય. પણ એમાંના ઘણાખરા શબ્દો માટે અંગ્રેજીમાં એકકો શબ્દ નથી તેથી ભત્રીજાને બદલે ભાણેજ અને ભાણેજને બદલે ભત્રીજો થઇ જાય છે. ગુજરાતીમાં સાસરૂં, વહેવાઈ, સસરો, નણંદવહી, વગેરે વગેરે શબ્દ છે. તેનું અંગ્રેજી કરવું હોય તો એકના અનેક શબ્દ વાપરે ત્યારે તેની સમજ પડે, કે સાળો કે બનેવી, વહેવાઇ કે વહેવાણ, નણંદ કે નણંદવહી.

વિશેષનામ પહેલું હોય કે વચમાં હોય તોપણ તેનો પહેલો અક્ષર મોટો યાને કેપીટલ લખવાની અંગ્રેજી ભાષાની રૂઢી છે.

પરંતુ તારના લખાણમાં કેપીટલ અક્ષર વાપરતા નથી. નાના અક્ષરો જ લખાય છે.

અંગ્રેજી ભાષામાં છાપેલા અક્ષરો અને લખેલા અક્ષરોમાં ફેર છે. લખવાના અક્ષરો પણ બે જાતના છે, તે બે જાતમાં નાના "સ્મોલ" અને મોટા "કેપીટલ" કહેવાય છે. તે નીચે આપ્યા છેઃ—

## ૨૦. અંગ્રેજી લખવાના મુળાક્ષર.

| | મોટા ( કેપીટલ ) | નાના ( સ્મોલ ) |
|---|---|---|
| એ | A | a |
| બી | B | b |
| સી | C | c |
| ડી | D | d |

| | | |
|---|---|---|
| ઈ | E | e |
| એફ | F | f |
| જી | G | g |
| એઇચ | H | h |
| આઇ | I | i |
| જે | J | j |
| કે | K | k |
| એલ | L | l |
| એમ | M | m |
| એન | N | n |
| ઓ | O | o |
| પી | P | p |
| ક્યુ | Q | q |
| આર | R | r |

| | | |
|---|---|---|
| એસ | S | s |
| ટી | T | t |
| યુ | U | u |
| ઉવી | V | v |
| ડબલ્યુ | W | w |
| એક્ષ | X | x |
| વાઇ | Y | y |
| ઝેડ | Z | z |

## આંકડા નીચે મુજબ છે:--

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગુજરાતી આંકડા-- | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| અંગ્રેજી છાપેલા — | 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |
| અંગ્રેજી લખવાના— | 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 |

ઉપર બે જાતના અક્ષર છે. નાના અને મોટા. એ અક્ષરો પ્રથમ ઓળખતાં શીખવા અને પાક્કી રીતે નજરમાં ઉતારી લઈ તેવા અક્ષર લખલખ કરયાથી આવડી જાય છે. તાર લખવામાં મોટા અક્ષર વાપરતા નથી. છતાં મોટા લખાય તો તેમાં ખોટું પણ નથી. જોકે એક નીયમ તરીકે માણસો અને ઠેકાણાના નામનો પહેલો અક્ષર મોટોજ લખાય છે. પણ તારમાં તે પહેલો

અક્ષર મોટો લખવાની જરૂર પડતી નથી. બધાજ અક્ષર નાના ચાલે છે તેથી ખાસ કરીને એ નાના ૨૬ અક્ષરો જો પાકી રીતે નજરમાં રાખીને પછી લખલખ કરી સારા કરયા હોય તો તેટલા ૨૬ અક્ષરજ બધે ખપમાં આવે છે.

અંગ્રેજી અક્ષર લખનારા પ્રથમ જેતે એકજ જાતના વલણ પ્રમાણે લખી તેને તે વલણ ચાલુ રાખે તો અક્ષર સુધરે. પણ જે ડામાડોળ મન રાખી જુદા જુદા વલણના અક્ષરો લખવાનો લોભ રાખે તેના અક્ષર સુધરવા ને બદલે બગડી જાય, માટે એકજ વલણના અક્ષર ઘુંટ ઘુંટ કરી તે વપરાતા રાખવાની જરૂર છે. જેઓ અંગ્રેજી ભાષા શીખી શકયા નથી અને અક્ષર પણ સારા લખી શકતા નથી, તેઓની મહેનત તથા ખરચ પાણીમાં ગયાં છે, પણ અંગ્રેજી શીખવામાં નીશફળ ગયલા છતાં, જેઓ અક્ષર સારા લખનારા હોય છે તેઓને તાબડતોબ નોકરીઓ મલે છે અને તેમાંથી અનુભવી થતાં થતાં, આગળનો થોડો ઘણો ભંડોળ હોય તે આપોઆપ તાજો થયાથી, જાણે અંગ્રેજી સારૂં શીખેલા હોય તેવી રીતે ઇજત આબરૂથી ઠેકાણે પડી પોતાનો નીરવાહ ચલાવે છે. સારા અક્ષર એ એક માણસ સારો હોવાની નીશાન છે વાંકાટીકા અક્ષર એ તે માણસ ડામાડોળ મનનો હોવાની નીશાની ગણવામાં આવે છે. પ્રથમ ખપ અક્ષરનો પડે છે. બીજા ભંડોળનો ખપ ત્યાર પછી પડે છે.

માટે એટલા મુળાક્ષરો જેને આવડેલા હોય છે, તે પોતે પોતાનો તાર પોતાની દેશી ભાષામાં પણ અંગ્રેજી લીપીમાં પોતાના મનની મરજી પ્રમાણે શુદ્ધ લખી શકે છે. તો તેથી, કોઈવાર કાચા લખનારા જે રડારોળ કરાવે છે તે થતી અટકશે. તાર લખવાના થોડાક નમુના નીચે આપ્યા છે.

## ૨૧. તારના નમુના.

એવા તાર લખતાં એક વાત લક્ષમાં રાખવાની છે શહેરો, ગામો, વગેરેની જોડણી નામદાર સરકારનાં તાર ખાતાંએ નક્કી કરી એકજ નીયમની કરી રાખી છે અને આખા દેશના પ્રાંતો, શહેરો, વગેરે કેવી જોડણીથી લખવાં તે ટેલીગ્રાફ ગાઇડમાં આપવામાં આવે છે, તે મુજબની જોડણી લખાઇ હોય તો વધારે સારૂં.

તેટલા માટે હીંદ અને બ્રહ્મદેશનાં મુખ્ય મુખ્ય પ્રાંતો, શહેરો કસ્બા અને ગામડાંના નામની જોડણી ગાઈડ પ્રમાણે આગળ જતાં આપી છે.

# તારનો નમુનો

તાકીદનો

| | |
|---|---|
| માંગલોર, મદરાસ. | સીમલાથી. |
| સુરા દેવજી | દેવજી |
| વેપારી નંબર ૫. | |

નીમકનો કર તદન નીકળી જવાનો છે તમામ વેચી દેજો.

---

takidna

| | |
|---|---|
| mangalore madras | simlathi |
| sura devji | devji |
| vepari nambar 5 | |

nimakna kar taddan nikali javana chhe tamam vechi dejo

( તારીખ અને સહી ) 31-7-1907

devji mulji

ઉપર પ્રમાણે લખી સહી કરી બીડીને મોકલેલા તારની અંદરની મતલબ સુરા અને દેવજી એ બે બાપ દીકરા ઉપરાંત ત્રીજાના જાણ્યામાં આવે નહીં.

કેટલાક તાર એવા હોય છે કે, જેમાં એવા શબ્દો લખવાની જરૂર પડે કે જેનો અંગ્રેજી ભાષામાં શબ્દ જડતો નથી. તે વેળા કાંઇનું કાંઇ થાય છે. તેથી અંગ્રેજીમાં લખ્યા છતાં તેની સાથે વળી પાછો ગુજરાતી બોલ લખવો પડે છે અથવા નહીં તો અંગ્રેજી શબ્દ પડતો મુકી ગુજરાતીજ લખવો પડે છે ત્યારે અડધું અંગ્રેજી અને અડધું ગુજરાતી એવું ખીચડું થઇ જાય છે, વખતે તેમાંથી બગાડ ઉભો થાય છે અથવા નહીં તો પાછો તાર મુકાવી બેવડા ખરચમાં ઉતરવું પડે છે. તે ગુચવણ, મુશ્કેલી અને ખરચ ઉગાર વાના ખંતીઓને માટે આ જાતના તાર ઉપયોગીછે.

લખાણમાં , (અલ્પ વીરામ), ; (અર્ધ વીરામ), . (પુર્ણ વીરામ), : (વીરામ), ? (સવાલનું ચિન્હ), — (ડેશ), - (હાઇફન), એવાં એવાં ચીન્હો લખાય છે તે પ્રમાણેજ તાર મુકાવવો હોય તો, દરેક ચિન્હનો એકેકો શબ્દ ગણે છે. તેથી એવાં ચિન્હ ખરી જરૂર વગર તારમાં લખવામાં આવતાં નથી.

## તારનો નમુનો ૨ જો.

તાકિદનો.

| | |
|---|---|
| સુરત<br>બુધીઆ જોગી<br>બરહાનપુરિ ભાગોળ | લાહોરથી<br>ભીખુજી |

ફિટફાફડો એખરો નિરગુંદી સિપસ્તાન પરેસાંઓશાન મણ મણ તાકિદે મોકલો.

takidma

| | |
|---|---|
| surat<br>budheer jagi<br>barhampuri bhagal | laharethi<br>bheekhuji |

fitfafda ekhra nirgundee sipastan presaasan man man takide mukala

( તારીખ અને સહી. )

**તારેનો નમુનો ૩ જો.**

તાકિદનો

| | |
|---|---|
| ઇનડોર | સુરતથી |
| શીવજી દેવજી | ગોવીંદજી |
| હીંદુ શેરી | |

દેવિના નણંદવઈના: તથા મારા સહાડુની દીકરીઓના લગ્ન ચોથને દિને નિરધારયાં છે. તાકિદે પધારજો.

---

takidno

| | |
|---|---|
| indore | suratthi |
| shivji devji | govindji |
| hindu sheree | |

devina nanadvaina tatha mara sahadunee deekreeona lagna chothne dine nirdharyan chhe takide padharja

(તારીખ અને સહી.)

સંસારમાં અકસ્માત, મુશ્કેલી, આફત અને જંજાળો એટલી બધી રહેલી છે કે કેટલીકવાર બેથી ત્રીજો નહીં જાણે એવી રીતે લખવાની જરૂર નીકળી આવે છે. તે વાત ત્રીજાને કાને ગયાથી તે આફતમાં ઘટાડો કરવા જતાં વધારો થઈ પડે છે. તે જોખમ છે. તેથી ડરીને બીજા પાસે લખાવી શકાતું નથી માટે દરેક માણસ પાસે પોતાનીજ કલમ હોય તો ગમે તે વેળા તે પોતાની કલમથી અકસ્માત, મુશકેલી કે આફત સાચવી લે. એવા વખતમાં આ રીત ઉપયોગી છે અને તે બધી વાત લક્ષમાં લઈ સરકારે દેશી ભાષા અને અંગ્રેજી લીપીમાં લખવાની છુટ મુકી છે. એ કામ સારૂં કર્યું છે. પછી લોકો તેનો ઉપયોગ ન કરે, અને ભરમ ઉંધાડો પડે તેમાં કસુર તેમનીજ ગણાય.

## તારનો નમુનો ૪ થો.

તાકિદનો.

| | |
|---|---|
| મુંબઈ<br>નુરૂદીન ઇસમાઇલ<br>વેપારી બોરા બઝાર | દમણ<br>ખતાઉ |

ઉઘરાણી કાઢીલો દફતર લઇ એકદમ છટકી આવો બંદોબસ્ત થશે.

takidna

| | |
|---|---|
| bambay<br>nurudeen ismail<br>vepari bora bazar | daman<br>khatau |

ughranee kadheelo daftar lai ekdam chatkee

ava bandhobast thashe

( તારીખ અને સહી. )

## તારનો નમુનો ૫ મો.

તાકિદનો.

| | |
|---|---|
| પેશાવર | નવસારિ |
| ફ્રરામજી બમનજી રાગી | ટેહેમુલજી |

લખાય નહિ એવું છે એકદમ આવો

takidne

| | |
|---|---|
| peshawar | navsari |
| faramji bamanji ragee | tehemulji |

lakhae nahi evun chhe ekdam avo

( તારીખ અને સહી. )

## ૨૨. ટેલીગ્રાફ ગાઈડના અગત અગતના ધારા યાને રૂલો.

રૂલ ૧—હીંદુસ્તાનમાં તાર ઓફીસો મધે તારખાતાની અને પોરત ખાતાની એ સરકારી તાર ઓફીસો છે.

રૂલ ૨—સેકશન ૯ માં બતાવેલી ઓફીસોની સામે બતાવેલા ક લાક મુજબ તાર લેવામાં આવે છે. (સરકારી ગાઇડમાં વીગત છે)

રૂલ ૩—તાર લખવાના છાપેલા ફારમો દરેક તાર ઓફીસમાંથી મુફત આપવામાં આવે છે.

રૂલ ૪—ઇલાકાના શહેરો અને રંગુન સીવાયની તાર ઓફીસો માં ગુજરાતી તારનો અંગ્રેજીમાં અને અંગ્રેજી તારનો ગુજરાતીમાં ત રજુમો કરાવી આપવાની દરેક બનતી મદદ આપવામાં આવે છે.

રૂલ ૭—તારની શુદ્ધતાની જામીનગીરી આપી શકાતી નથી અ ને નહીં પહોંચે, ભુલ હોય અથવા ઢીલ થાય તેનો જોખમ મુકનાર તથા લેનારને માથે રહેશે.

રૂલ ૮—ઉકલે એવું સારી ગોઠવણનું લખાણ—તાર મોકલવા માં શુદ્ધતા અને ઝડપ જોઇતી હોય તો તાર મોકલનારે છાપેલા ફાર મ પર વગર ભુલ ચુકના અને ઉકલે એવા ચોખ્ખા અક્ષરે લખવું.

રૂલ ૧૪—દેખઇતી રીતે ભય પમાડનારા યા વાંધાભરેલા તાર લેવાની તાર ઓફીસોને મનાઇ કરવામાં આવી છે.

રૂલ ૧૭—(અ) સરળ ભાષા તે કે જે અંગ્રેજી યા કોઇ પરદેશી ભાષામાં અથવા હીંદુસ્તાનની કોઇભી ભાષામાં લખયું હોય.

(એચ) દશથી વધુ અક્ષરો જે શબ્દમાં હશે તે બે શ બ્દ ગણાય છે.

રૂલ ૧૮—છેકા ઇ૦. દરેક ઉમેરો, સંબંધ, છેકા અથવા અક્ષર

પર બીજો અક્ષર ફેરવયો હોય ત્યાં મોકલનારે કે તેના પ્રતીનીધીએ પોતાની સહી મુકવી જોઇએ.

રૂલ ૨૩—સરનામું-જે ઓફીસે તાર કરવો હોય તે ઓફીસનું નામ, તાર લેનારનું નામ, દરજ્જો તથા સરનામુ અને મોકલનારને ગમે તો તેનું પોતાનું નામ, દરજ્જો, યા સરનામુ એટલુ સરનામું છે. જે તાર ઓફીસે મોકલવો હોય તેના ગમે તે બોલ હોય તો પણ તાર ઓફીસના લીસ્ટ મુજબ જો તે ઠેકાણાની જોડણી લખી હશે તો એકજ શબ્દ ગણાશે દાખલા તરીકે મલીઆ હુટીના બી. જી. જે. એ બધા શબ્દોનો એકજ શબ્દ ગણાશે.

રૂલ ૨૪—શોધખોળ કે પુછપરછ વગર પહોંચાડી શકાય એટલી અગતની સઘળી વીગતો સરનામા પર જોઇએ.

રૂલ ૨૫—મોટા કસ્બાઓમાં સરનામા પર મોહલ્લાનુ નામ, ઘરનો નંબર, નંબર ન મલે તો લેનારના ધંધા ધાપાની કે કોઇ બીજી ઇધાની લખવી.

રૂલ ૨૬—નાના કસ્બામાં પણ વીશેષ નામ બદલાયું હોય તેને માટે વધુ વીગતો રહેવી જોઇએ.

રૂલ ૨૭—જયારે કોઇ બીજાની મારફતે તાર મોકલવો હોય ત્યારે "મારફત" શબ્દ પ્રથમ લખવો.

રૂલ ૨૮—અધુરૂં સરનામુ—ઉપલી કલમ મુજબ વીગતો ન હોય તોએ મોકલનારને જોખમે તાર મોકલવામાં આવશે.

રૂલ ૨૯—તાર મુકાયા પછી બદલાશે નહીં.

રૂલ ૩૦—સંક્ષેપ સરનામા—તાર ઓફીસ સાથે લેનારે ગોઠવણ કરી હશે તેનાજ તાર સંક્ષેપ સરનામે મળશે.

રૂલ ૩૩—ખાનગી તારમાં એકવાર ૨૫૦થી વધુ શબ્દ લેવાતા નથી. તાર ઓફીસને ફુરસદ હશે તો ત્રણ ત્રણ કલાકે ૨૫૦—૨૫૦

લેશે. ( રૂલેમાં નવો સુધારો વધારો થતોજ રહે છે. )

૩૪—૫૦૦ થી વધુ શબ્દોનો તાર એકી વખતે લેવામાં આવતો નથી.

૩૫—તારની નીચે મોકલનારની સહી લખવી જોઇએ.

## તારના દર.

૫૯.—તારના બે વર્ગ છે—એક્ષપ્રેસ અને ઓરડીનરી. હીંદુસ્થાન અને બ્રહ્મદેશની તાર ઓફીસો વચ્ચે મોકલવાના તારનો દર નીચે મુજબ છે:—

એક્ષપ્રેસ તારના ૧૨ શબ્દ સુધી રૂ૦ ૧, પછી દરેક વધુ શબ્દે ૨ આના લેવાય છે. સરનામાના શબ્દો પણ ગણીને લીધામાં આવે છે.

આરડીનરી તારના ૧૨ શબ્દ સુધીના આના ૬, પછી દરેક વધુ શબ્દે અરધો આનો લેવાય છે. સરનામાના શબ્દો પણ ગણીને લીધામાં આવે છે.

૬૧. એક્ષપ્રેસ તાર ઓરડીનરી કરતાં પહેલા મોકલવામાં આવેછે અને તે દહાડે કે રાત્રે પહોંચાડવામાં આવે છે.

૬૨. ઓરડીનરી તાર એક્ષપ્રેસ મુકાઈ રહયા પછી વારી મુજબ મુકાય છે અને મલ્યા પછી કલાક ૬ તથા ઓફીસ બંધ થવાના વખત વચે પહોંચાડવામાં આવે છે, પણ ૨૩ કલાકથી વધુ મોડું થતું નથી.

૬૩. ઓરડીનરી તાર રવીવારે અને ખ્રીસ્તમસદે, ન્યુ ઇયરસદે, ગુડફ્રાઇદે તથા રાજાની જન્મગાંઠ એ ચાર મુખ્ય દિવસે લેવામાં આવતા નથી.

૬૪. ફી રોકડ અથવા પોસ્ટેજ સ્ટાંપથી લીધામાં આવે છે, તાર

કયા વરગનો છે તે લખ્યું ન હશે ત્યારે તે ઓરડીનરી તરીકે ગણુ વામાં આવશે.

૭૯. ૫ માઇલ લગી કશી ફી વના પહોંચાડવામાં આવે છે. લેનારનું રહેઠાણુ તે કરતાં વધુ દુર તાર ઓફીસથી હોય તો તે પોસ્ટ માં પહોંચાડવામાં અથવા મોકળનાર નાણું આપી ગોઠવણુ કરે તે રીતે પહોંચાડવામાં આવે છે.

૮૦. હરેક તાર નામવાલા ધણીને અથવા તેના કુટુંબના પુખ્ત ઉમરના સખસને અથવા તેની નોકરીમાંના હરેક સખસને આપવામાં આવશે. પણુ નામ ધણીનેજ આપવો એવું લખી મોકળયું હોય ત્યાં તેનેજ હાથો હાથ પહોંચાડશે.

૮૫. વળતો જવાબ પાંચ મીનીટની અંદર આપશે તો તાર લા વનાર સીપાઇ તે લઇ જશે.

૮૯. તાર લેનાર બેરીંગ ચારજીસ ન આપે તો તે મોકલનાર પા સેથી લેવામાં આવશે.

૯૧. બીન ધણીઆતા તાર બે અઠવાડીયાંથી વધુ વહેંચનારી ઓફીસમાં રહેશે નહીં.

૯૩. તારનો જવાબ માંગવા માટે ૬ આનાથી ઓછી ફી લેવા માં આવતી નથી. જવાબ માટે રીપલાઇ પ્રીપેડ એવું લખવું.

૯૫. ૭ આના કરતાં વધુ શબ્દો હોય તો તેની ફી મોકલનાર આપે ત્યારે તે મોકલવામાં આવશે.

૯૬. જવાબના પઇશા આપેલા હોય તે જવાબ બે મહીનાં સુધી માં મોકલી શકાશે.

૯૭. તાર લેનાર પ્રીપેડનો ફોરમ વાપરે નહીં તો તે પઇસા આ પનાર ધણીને તે પઇસા પાછા મળશે.

૧૦૦ પઇસા આગળથી ભરયાથી જવાબ મોકલનારે જવાબ મો કલવોજ જોઇએ, એવું ફરજયાત નથી.

૧૨૯. પ્રેસ ટેલીગ્રામનો દર નીચે મુજબ છે:—

એક્ષપ્રેસ તારમાં ૪૮ શબ્દોનો રૂપીઓ એક, પછી દરેક શબ્દે બે આના વધુ—સરનામું ફ્રી.

ઓરડીનરી તારમાં ૪૮ શબ્દોના ૮ આના, પછી દરેક શબ્દે એક આનો વધુ—સરનામું ફ્રી.

૧૩૧. ડીરેકટર જનરલે રેજીસ્ટર કરેલા છાપાવાલાનાજ તાર લેવામાં આવશે. (તે માટે ભાંબે સરકલના ડીરેકટર સાથે હુવેથી પત્ર વહેવાર ચાલશે.) એવાં છાપાનું લીસ્ટ ટેલીગ્રાફ ગાઈડમાં પ્રસીદ્ધ થતું રહેશે.

૩૩૪. (૮) પ્રેસ ટેલીગ્રામ અંગ્રેજીમાં અથવા મોકલનાર કે લેનાર દેશની કોઇબી દેશી ભાષામાં લખી મોકલી શકાશે. માત્ર લીપી–અક્ષર–અંગ્રેજી જોઇએ. બાકી મતલબની આખી ઇબારત દેશી ભાષામાં ચાલશે.

પરદેશના તારના દરેક શબ્દનો દર:—

| | |
|---|---|
| હીંદ અને એદન વચ્ચે. | રૂ ૧– ૦–૦ |
| હીંદ અને સીલોન વચ્ચે. | ૦– ૩–૦ |
| હીંદ અને અમોય વચ્ચે. | ૦–૧૩–૦ |
| ,, કુચાઉ ,, | ૦–૧૩–૦ |
| ,, હોંગકોંગ ,, | ૦–૧૩–૦ |
| ,, શેંઘાઇ | ૦–૧૩–૦ |
| ,, ઈસ્ટ આફ્રીકા તા. યુગંદા | ૧–૧૦–૦ |
| ,, મોઝામંબીક | ૧–૧૨–૦ |
| ,, ઝાંઝીબાર | ૧–૧૦–૦ |
| ,, પેમ્બા | ૧–૧૦–૦ |
| હીંદથી રશીયા તા. શઘળા દેશોમાં | ૧– ૯–૦ |

| | |
|---|---|
| હીંદથી જેપાન | ૨-૧૨-૦ |
| ,, ડરબન | ૧-૧૧-૦ |
| ,, નાટાલની બીજી દરેક જગાએ | ૧-૧૨-૦ |
| ,, બંદર અબાસ | ૧- ૧-૦ |
| ,, બુશીયર | ૧- ૨-૦ |
| ,, સીયામનાં મોલમીન | ૦-૧૪-૦ |
| ,, ,, બામો | ૦-૧૩-૦ |
| ,, કેપ કોલોની | ૧-૧૨-૦ |
| ,, ઓરંજ રી. ફ્રીસ્ટેટ. | ૧-૧૨-૦ |
| ,, ટ્રાન્સવાલ | ૧-૧૨-૦ |
| ,, મોરીસયસ. | ૧-૧૧-૦ |

## સરકારી નીયમ મુજબ શહેરોનાં નામની જોડણી.

ટેલીગ્રાફ ગાઇડમાં તાર આફીસના દરેક શહેર તથા ગામના નામ આપેલાં છે, તેમાં સરકારમાં ગોઠવાયલા નિયમ પ્રમાણે તેની જોડણી બતાવી છે, તે જોડણી પ્રમાણે બનતાં સુધી શહેરનું નામ લખવુ એ વધારે સારૂં છે. તેમાં મુખ્ય શહેરોની જોડણી કેવી રાખી છે, તે થોડાંક નામ નીચે આપયાં છે. જેને અંગ્રેજી અક્ષરોનુંજ જ્ઞાન હશે તે એોને નામ ગોઠવવાનું અથવા ગાઇડમાંથી જોઈ લેવાનું મુશ્કેલ નથી.

| અંગ્રેજી. | ગુજરાતી. |
|---|---|
| Abu. | આબુ. |
| Agra. | આગરા. |
| Ahmedabad. | અમદાવાદ. |
| Ajmor | અજમેર. |
| Allahabad. | અલ્હાબાદ. |
| Amritsar. | અમરીતસર. |
| Baroda. | વડોદરા. |
| Belgaum. | બેલગામ. |

| | |
|---|---|
| Berhampore. | બરહામપુર. |
| Bhavnagar | ભાવનગર. |
| Bhayndar | ભાઇંદર. |
| Bhopal | ભોપાલ |
| Bhusaval. | ભુશાવલ. |
| Bilimora | બીલીમોરા. |
| Bombay. | મુંબાઇ. |
| Borsad | બોરસદ. |
| Broach. | ભરૂચ. |
| Bulsar. | વલસાડ. |
| Byculla | ભાયખલા. |
| Calcutta. | કલકતા. |
| Calicut | કલીકટ. |
| Cambay. | ખંભાત |
| Cawnpore. | કાનપોર. |
| Chamargam | ચમારગામ. |
| Chandernagore | ચંદ્રનગર. |
| Chandur | ચાંદુર. |
| Chittagong. | ચીટાગંગ. |
| Colaba | કોલાબા. |
| Cutch | કચ્છ. |
| Delhi. | દીલ્લી. |
| Devlali. | દેવલાલી. |
| Dhandhuca | ધંધુકા. |
| Dharampor | ધરમપોર. |
| Hyderabad. | હેદરાબાદ. |
| Indore. | ઇંડોર. |
| Jubbulpore. | જબલપોર |
| Kaira. | ખેડા. |

| | |
|---|---|
| Lahore. | લાહોર. |
| Lucknow | લકનોર. |
| Madras. | મદરાસ. |
| Madura. | મદુરા. |
| Mangalore. | માંગલોર. |
| Masulipatam | મછલીપટન. |
| Meerut. | મીરત. |
| Mhow. | મઉ |
| Moulmein. | મોલમીન. |
| Multan. | મુલતાન. |
| Mysore. | માઇસોર. |
| Nadiad. | નડીયાદ. |
| Nagpur. | નાગપુર. |
| Nandod. | નાદોદ. |
| Navsari. | નવસારી. |
| Ootacamund. | ઓટાકામંદ. |
| Peshawar | પેશાવર. |
| Poona. | પુના. |
| Quetta. | કવેટા. |
| Rajkot. | રાજકોટ. |
| Rangoon. | રંગુન. |
| Rawalpindi | રાવલપીંડી. |
| Secunderabad. | સીકંદરાબાદ. |
| Srinagar. | શ્રીનગર. |
| Surat. | સુરત. |
| Tuticorin. | ટુટીકોરીન. |
| Ujjain. | ઉજન. |

સુરત અખબાર પ્રેસ, સુરત.

## મળવાનું ઠેકાણું.

આ ઉપયોગી ગાઇડ સુરત અખબાર છાપખાનાના મેનેજર પર સાડા આઠ આનાની ટીકીટ મોકલી આપેથી મોકલવામાં આવે છે. ટીકીટ માત્ર અરધા કે પા આનાવાળીજ મોકલવી.

---

## એજ છાપખાનામાંથી:

વડોદરા રેલવેનાં ચાલુ વખતના નવાં ગુજરાતી ટાઇમ ટેબલો.
કીં. આનો ૦ાા.

રેશમી લુગડાં ધોવા રંગવા આપતાં લખી આપવાની ચોપડી
કીં. આનો ૧.

ધોબીને કપડાં આપવાની ચોપડી. કીં. આનો ૧.

કાયદાના, નીતિના, તવારીખના, નિશાળોને ભરના વગેરે શેકંડહેન્ડ પુસ્તકો આ છાપખાનામાં મલશે.

---

# "સુરત અખબાર"

## જુનું અઠવાડીક પત્ર.

લવાજમ માત્ર વરસે રૂ૦ ૧ા, તપાલ જુદો.

એ પત્રમાં માત્ર ૦ાા કલાકમાં દેશ અને દુનીયાની મુખ્ય ખબર અંતરો મળી જાય અને તેમાં નીતિની બાબતોજ દાખલ થાય એવી રીત રાખી છે. દુરગુણ, વહેમ કે હરેક બાબતથી વાંચનારનું સંસારી કે આરથીક હીત બગડે, તેવું દાખલ કરવામાં આવતું નથી.

જાહેર ખબર અને જોબ વર્ક કીફાયતે કરી આપવામાં આવશે.